શ્રી ગણેશાય નમઃ

રસીક

# બાળા સુબોધ ગરબાવળી.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.


## નારણદાસ મોતીરામજી મહંત.

ઉત્તરસંડા.



સં. ૧૯૭૬. સને ૧૯૨૦,


દોહરો.

મોહાં ચતુરને સુઘડ જ્ઞાની, પતિવ્રતા ગુણવાન;
રહેશો એવી રીતથી, ભાગ્ય થશે બળવાન.
સતિ સંયોગતા જાનકી, દ્રોપદિ જેવી નાર;
પતિ સેવાઓ શું કરી, કે વશ કીધા ભરથાર.
કરશો નીજ પતિને સુખી, પ્રીતી પ્રભુની સાથ;
નારણદાસ નીશ્ચે કહે, વશીકરણ તમ હાથ.



---


નડીઆદ શ્રી શારદા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. હરજીવનદાસ અમરસીએ છાપી

## ગરબી

( સખી પડવેલે પંથ સધાર્યો રે. એ રાગ. )

સાહેલી સહુ હૃદય વાત ધરજો રે, મારી લાખેણી લક્ષમાં લેજો રે;
સહુ સખીઓને શીખ આ દેજો, સાહેલી સહુ આ હૃદય વાત ધરજો રે.

ઘર સઘળાનું રાજ ને કાજ રે, બાળકો સહુ સમાજ રે;
પિતા માતા થાએ ન નારાજ, સાહેલી સહુ આ—૨

પ્રેમે પ્રીતી પ્રભુ સાથે જોડો રે, કુલક્ષણ મનથી તોડો રે;
અભિમાન અહંકારને છોડો, સાહેલી સહુ આ—૩

કુકર્મને દુરથી તજજો રે, પ્રેમે પતિત પાવન પ્રભુ ભજજો રે;
સુલક્ષણ શણગાર સજજો, સાહેલી સહુ આ—૪

આવો એનો વાડલ મોરારી રે, જીણે સતી અનેકને તારી રે;
ગરબુદાસનો વાલો વિહારી, સાહેલી સહુ આ—૫

ટીમાં મારે બીજી ઘણી ગરબીઓ દાખલ કરવાની હતી
વહેલી બહાર પાડવાની ઉતાવળથી હાલ ટુંકામાંજ બંધ
ગરબીઓ બીજી આવૃતીમાં દાખલ કરીશું હાલ એજ.

તા. ૧-૬ ૧૯૨૦.

# રસીકબાળા સુબોધ ગરબાવળી.

રચી છપાવી પ્રસિધ્ધ કરનાર.

## નારણદાસ મોતીરામજી. મહંત.

ઉતરસંડા.

પ્રથમાવૃતી. પ્રત. ૧૦૦૦

દોહરો.

સમજ સમજ મન માનવી, ભજી ભાવે ભગવાન,
મીથ્યા યોવન માલ ધન, અંતે છે સમસાન.
સત્યકર્મ કરવું સદા, હોવું નીતીમાન;
એ અર્જ નારણદાસની, રહયે ધરજો ગુણવાન.



સં. ૧૯૭૬ કીંમત. બે આના

નડીઆદ ધી શારદા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
શા, હરજીવનદાસ અમરસીએ છાપી-ઠે. સાંથપીપળી

# અર્પણ પત્રિકા.

## શા. મોહનલાલ રાજપાળ શુભ નિવાસ તિથવા.

### મનહરછંદ.

બહુ લાયકી સુખદાયકી, તુજ ગુણ વિશેજ અપાર છે,
નથી ખામી તારા પ્રેમમાં, તુજ પ્રેમ પારાવાર છે.
ધીરજ ધરીને કાજ કરતા, ધર્મના લાભો તણું,
કવિતા વિલાસી શું વદું નથી, જ્ઞાનરે મુજને ઘણું-૧

દુષ્કાળમાં તે દામ ખરચી, ગૌરક્ષણ કીધું ઘણું;
ભીક્ષુકને તેં અન્ન આપી, સાંન્ત તન કર્યું તે તણું.
પ્રેમી પ્રભુનો પુર્ણ તું, મોહન હર્યું મન ગામનું,
કવિતા વિલાસી, સું વદુ નથી જ્ઞાનરે મુંજને ઘણું-૨

પરમાર્થે ચિત્ત પરોવીને તેં મન મનાવ્યું સર્વનું,
દાનેશ્વરી દુઃખ વેઠીને તેં કાપ્યું કષ્ટ ગરીબનું.
વેહેવાર સારા વિશ્વમાં, નથી ખામી તે માંહે ક્ષણું,
કવિતા વિલાસી સુંવદુ, નથી જ્ઞાનરે મુજને ઘણું-૩
નમી હેતથી જગદીશ્વરા, માગુંછું આજે તુંજકને,
ચીરંજીવી હરિલાલ તુજ, મહિમાં સદા અમર બને.
પુષ્પાંન્જળી અર્પું તુને, હું મીત્ર તુજ સ્નેહે ભણું,
કવિતા વિલાસી સુંવદુ, નથી જ્ઞાનરે મુજને ઘણું-

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં મેં મારી ટુંક બુદ્ધીથી જે ગરબીઓ લખી છે તેમાં વાક્ય રચના રસવર્ઈ દીર્ગઈ વગેરેમાં જે ભુલો થઈ હોય તે વાંચનાર સુધારી લેવા કૃપા કરશે. કારણકે હું કાંઈ કવી નથી. તેમ કવિત કેમ કરવું તે પણ પુરૂં સમજતો નથી. પણ માત્ર સંતોષ એટલો માનુંછું કે આ બુકમાં મેં હામ કામ પ્રભુના ગુણાર્વીંદ ગાએલા છે વળી આપણા નામદાર શહેનશાહ પંચમ જોર્જના રાજ્યાભિષેક વખતના ગાયનો મુકેલાં છે. આ કારણથી આ બુક માટે મને ખાત્રી થાય છે કે મારા ગુણ્યલ વાંચકો એનોને ભાઈઓ મને ધન્યવાદ દેશે. એજ સં. ૧૯૬૭ ના જેઠ સુદ ૧૫

લી.

મારા વહાલા વાંચકોનો પ્રેમાઅભીલાષી.

**મહારાજ નારણદાસ મોતીરામજી-મહંત.**

## ગરબી ૧ પહેલી.

( કાગળ મોકલોરે વહાલા વાંચું હેત કરી. એ રાહ )

પ્રથમ પ્રણમીએરે, શ્રી દેવ દુંડાળાના પાય;
તારી કૃપા વડેરે, મારી વાણી સફળજ થાય.
સરસ્વતી સમરોએરે, મારી જીભે વસજો માત;
તારી કૃપા વડેરે, કંઇ કંઇ થયા જગત પ્રખ્યાત.
લક્ષ્મી નાથનેરે, નમું નમું હેતે વારવાર;
આદી મધ્યનારે, પ્રભુ તમે આખરના આધાર.
ભીડ ભંજન પ્રભુરે, વહાલા પુરો મનના કોડ;
નારણદાસનારે સ્વામી, જય જય શ્રીરણછોડ.

## ગરબી. ૨ બીજી

( રાગ. ધનાશ્રી- )

વિધા સુખ કરનાર. સરવને વિદ્યા સુખ કરનાર
ખરચેને ખૂટે ચોરન લૂટે. વિધા અખૂટ ભંડાર-સરવને-
ભાઈ સરીખો ભાગ નમાગે, બાળે નહિ અંગાર-સરવને-
સંકટ સમયે સહાય કરે છે, લક્ષ્મી છે દેનાર-સરવને-
ઊંચ ન જોતી નીચ ન જોતી, રૂપન જોતી લગાર-સરવરે-
જે વિધાને પ્રીતીથી સેવે, તે પર રાખે પ્યાર-સરવને-
વિધામાતા સુખની દાતા, બાળાની દાદ સ્વીકાર-સરવને-
સ્નેહે નારણનું નમન સ્વીકારી. અર્જ કરો અંગીકાર-સરવને

## ગરબી. ૩ ત્રીજી

( પ્રીયા મુજ પ્રાણુછો વારી વારી. એ રાહ )

ભણો બેનો ભાવથી આ પ્રસંગે
સુકીર્તી સંપાડજો ખરી ખંતે–ભણોબેનો–૧
માતા પીતાની આજ્ઞા અનુસરજો
નમી નમી પ્રેમથી રાખી રંગે–ભણોબેનો–૨
હસવું બોલવું ચાલવું રીતે
શોભીતા શણગારથી તમે અંગે–ભણોબેનો–૩
નટખટને નિહાળી નવ જોવું
ન જાવું કુલટા ત્રીયાનીરે સંગે–ભણોબેનો–૪
મનવાંન્છીત ફળ આપે મેળવશો
સુજસ જમાવશો જો આ જગ્તે–ભણોબેનો–૫
નીચુંરે ન્યાળીને નેત્રોને ઢાળી
રમો બેનો સરખી સહીએરોની સંગે–ભણોબેનો–૬
સ્વામીની સેવા એ મીઠા મેવા
પકડજો હાથ એ બેનો ખંતે–ભણોબેનો–૭
ભણતરનું સાર્થક એજ માનો
વિવેક વીનય સાધવો બેનો ખંતે–ભણોબેનો–૮
નારણના પ્રભુ અંતર્યામી
ચંચળ ચીત્ત રાખજો તેની સંગે–ભણોબેનો–

## ગરબી. ૪ ચોથી

( વાલા તમારી વાટડી જોતાં આવોને મુગટ ધારીરે. ) એરાગ

સદ્ગુણ શણગાર સજ્જ મારી સજની તે વીણ સર્વ નકામું રે-
તે વીણ સર્વે નકામું રે-સદ્ગુણ શણગાર—૧

ભણુતરનું સૈયર ફળ સદ્ગુણ, જીવ્યું સફળ કરનારોરે
ભવજળ તારણનાવ તે સદગુણ, કીર્તિ અમર કરનારોરે
સદગુણ શણગાર—૨

જગે સુજસ આપે તે સદ્ગુણ, દુર્ગુણ દુર કરનારોરે
સીયળનું રક્ષણ કરનારો, પતિસુ પ્રેમ દેનારોરે
સદ્ગુણ શણગાર—૩

ભલે વાંચતાં લખતાં સીખ્યાં, ગીત ભલેરાં ગાતાંરે,
પણજો કદી સદ્ગુણ નવ સીખ્યાં, ધુળ પર લીંપણ થાતાંરે,
સદ્ગુણ શણગાર—૪

વિનય વીવેકને વધારનારો. જન્મ સફળ કરનારોરે,
પ્રેમ પરસ્પર મેળવનારો, પ્રભુપદને દેનારોરે,
સદ્ગુણ શણગાર—૫

લુંણ વીણ જેવું અન્ન આરોગો, તેવું જીવતર આ જગમાંરે
દાશ નારણ સદ્ગુણીનો સેવક, ચિત્ત પ્રભુના પગમાંરે
સદ્ગુણ શણગાર—૬

## ગરબી ૫ પાંચમી.

( પાણી ભરવા હું ગઇતીરે. સાહેલીની સંગે એ રાહ )

માગુશ્રી પ્રભુ દીન દયાળ, આનંદ દિન આવોરે.
થઇએ સ્વામી કૃતારથ આજ. લઇ શુભ લ્હાવોરે-માગું-૧
હીંદમણી જગ નૃપતી; જ્યોર્જ રાય સીરતાજ
બેઠા સીંહાસન પરે ધરી રાજ્ય પદ આજ
જોડી હાથ વિનવીએરે. ચક્રવર્તિ અમરતપો
વારંવાર પ્રભુ કહીએરે, ચીરંજીવી મહીમાં રહો-માગું-૨
ધન્ય ધન્ય દીલ્લી તુજને, ધન્ય રાજ્યાસન ઠામ
જગત માત મેરી વડે, દીપ્યું તારૂં નામ
સુદ્ધ પ્રેમે વિનવીએરે; અખંડ સોહાગણ હજો
વળી વળી પ્રભુ કહીએરે; કોટી વર્ષ રાજ્ય થજો-માગું-૩
વિચીત્ર રચના થઈ રહી; આ જગમાં ભરપુર
ધન્ય ઘડી દિન આજની; ઇંદ્રાશન બેઠા સુર
અહા દિન સો આજેરે, નારણ ઉર હર્ષ અતિ
મુંખે કહી ના સકાએરે. પ્રભુ તારી ગહન ગતિ-માગું-૪

## ગરબી. ૬ છઠ્ઠી

( વાલા તમે અજાણ્યા અમે જાણીએરે એ રાહ )

પ્રભુ છોજી મહિમાં માનીતારે, રંકરાયના છો તમે જાણીતારે
તમે મેહેર કરી મહારાજરે. પ્રભુજી દિન દીધો શીરોમણીરે-૧

આજે મંન અમારે હરસ અતીરે; નથી કહી સકાતી તેની અતીરે
અમને લાગેછે કાંઈક નવાઇરે.- પ્રભુજી-૨
રાય જ્યોર્જ તે પાટે પધારીઆરે. રાય રંકનામનો રથ સારીઆરે
સાર્યા હીંદના સઘળા અર્થ- પ્રભુજી-૩
જગ અરણ્યમાં કેસરી છો ખરારે, તમ નામથી ધ્રુજે છે ધરારે.
પ્રાણી માત્ર ધરે તુજ ધ્યાનરે- પ્રભુજી-૪
ધન્ય ધન્ય ઉગ્યો ભાનું આજનોરે. શેહેનશાહી મણીમય તાજનોરે
તુલ્ય જગમાં ન આવે અન્ય-પ્રભુજી-૫
હોંશે ગાઓ બેનો સઉ સરખીઓરે. ભાનુ આજનો નારણે નીરખીઓરે
એને હૈયે તે હરષ ન માય રે- પ્રભુજી-૬

---

## ગરબી. ૭ સાતમી

( ગાજે ગગન ગરરર ગગન ગરરર-એરાહ )

શોભે રજની સી આજ શોભે રજની સી આજ.
ચાલો રમીએ સાહેલી સહુ સાથમાં.
માગો પ્રભુની મેહેર માગો પ્રભુની મેહેર
લ્હેર કરવા તાળી લ્યોને હાથમાં.—

શોભે રજની સી આજ શોભે રજની સી આજ ૧
સખીઓ સઉ હેતે મળી, ગાઓ ગરબો આજની ઘત
રમીએ વહાલાં પ્રેમથી—
મને આનંદ ઉર નમાયરે સજની; હર્ષ રસને કયાં ઢાળીએ
સખી રહીએ મનમાં મુંઝાઇરે સજની, દીલની ઉલટો કયાં ખોલીએ-
શોભે રજની સી આજ--૨
ધન્ય રાજ્યાસન તુંજને, ધન્ય જયોર્જ સીરતાજ
જગત માત મેરી બન્યાં—
સુણી અંગે ઉલટ ન માયરે સજની, હર્ષ રસને કયાં ઢાળીએ
સખી રહીએ મનમાં મુંઝાઇરે સજની, દીલની ઉલટો કયાં ખોલીએ-૩
ચંદ્ર પુનમનો, પેખીને રત્નાગર હર્ષ ન માય
તેમ આ અવસર દેખીને—
અમો પ્રેમ હ્રદય ના સમાયરે સજની. હર્ષરસને કયાં ઢાળીએ
સખી રહીએ મનમાં મુંઝાઇરે સજની, દીલની ઉલટો કયાં ખોલીએ-૪
અનુપમ સભા જોઈ આજની; આ બાળા હર્ષ ન માય
હેતે વધાવું પુષ્પથી—
નમે નારાયણ વારંવારરે સજની. હર્ષરસને કયાં ઢાળીએ
સખી રહીએ મનમાં મુંઝાઇરે સજની. દીલની ઉલટો કયાં ખોલીએ-૫

---

## ગરબી. ૮ આઠમી

( ગરૂડ ચઢી આવજો ગીરધારી. એ રાહ )

માલણુ ગુંથી લાવ્ય ગુંથીએલ ગજરો
તારા ગજરાનો માનીશું મજરો—માલણુગુંથી—૧
પહેલો તે ગજરો પ્રભુજીને વાલા, હેતે પહેરાવું ફુલડાંની માળા,
ચંપા ચંબેલી જાઇજુઈ વાળા—માલણુ—ર
બીજો તે ગજરો પી ાજીને જોઇએ. રૂપાળો ગજરો શોભીતો રે સોહીએ
હયોને એવો ન દીધો હોયે કોઇએ—માલણુ—૩
ત્રીજો ગજરો મુજ માતાને માટે, જન્મ આપી ઉછેર્યો સાસાટે
સું ઓશીંગળ થઇશું તેને માટે—માલણુ—૪
રાચીશું ચોથો ગુરૂને પેહેરાવી
આપી વિદ્યા સુબુદ્ધિ બતાવી.
ભુલાવ્યું અજ્ઞાન અમને સતાવી-માલણુ-૫
પાંચમો ગજરો બંધવા તારો
સુખ દુઃખનો વીશ્રામ છું મારો
લે તું ગુલાબ ગજરો શોભીતો સારો-માલણુ-૬
અરપીસું છઠ્ઠો બેની ને કોટે
તે પણુ જોઇએ ભાઇને જોટે
આવે ઊલટે મળવા દોટેરે દોટે -માળણુ-૭

સહીયર સરખી મળી સઉ આવી
તેમને જોઇ મને ઉલટ આવી
આપ્યો સાતમો ગજરો સહીએરોને મારી–માળણ–૮
દાસ નારણ પ્રભુ માગેછે આવું
પુસ્પ ચંપા ચંબેલીનાં લાવું
સઉ સજ્જન મંડળ હેતે વધાવું–માળણ–૯

---

## ગરબી૯મી

( સુંદીર શામળીઆ નામ જપીશ નીત્ય તારૂ એરાહ)

ગોકુલના વાસી આજ આવો અમ ઘેર
દીલહર વ્રોજવાસી કરોને અમ પર મેહેર–ગોકુળ–૧
શામળા ઘન સ્યામ રૂપાળા
મોર મુગટ શિર છત્ર વિશાલા
કાંને મકરા કૃત કુંડળ રસાળા
છબી સુંવરણ કૃપાળા–ગોકુળના વાસી–૨
ભાલ તીલક મોતી લટકે છે કરણે
મન મુંજ અટકયું પ્રભુ તુંજ ચરણે
વીશ્વંભર રાખો હવે શરણે
સું છબી નારણ વરણે–ગોકુળના વાસી–૩

કેસરી લજીત કટી રતી મન લાજે
શંખ ચક્ર ગદા પદમ વિરાજે
મધુર મોરલી મુખ પર ગાજે
નારણ મંન આનંદ આજે-ગોકુળના વાસી-૪

પીળું પીતાંમ્બર કેસરી પટકો
મન મોહ્યું પ્રભુ જોઇ તુંજ લટકો
દરશનનો લાગ્યો પ્રભુ ચટકો
પ્રભુ મારા રૃદીઆમાં અટકો-ગોકુળના વાસી-૫

હાથે બાજુ બંધ જોઇ જોઇ હરખું
પ્રેમ ધરી પ્રભુ વળી વળી નીરખું
નથી વહાલું પ્રભુ કોઇ તમ સરખુ
નારણ પ્રભુ પ્રેમથી પરખુ-ગોકુળના વાસી-૬

બાળ પુંરૃસોત્તમ દાસ તમારો
પ્રેમ દ્રષ્ટિથી તેને સંભારો
કાળ કળીનાં કષ્ટ નિવારો
નારણની અરજ સ્વીકારો-ગોકુળના વાસી-૭



## ગરબી ૧૦ મી

(વાલા તમે અજાણ્યા અમે જાણીએરે એરાગ)

ધન્ય ધન્ય અંબા અલબેલડીરે
મૈયા તું છે જગતની વેલડીરે
તારો પાર ન પામે કોઇ રે
અંબામા પાય લાગુ પ્રીતથી રે-મૈયા પાયલાગુ-૧

આરાસુરે બિરાજો માવડી રે
મૈયા પ્રતે પુજુ તારી પાવડી રે
તને મળવાની મોટી ખંત -અંબામા પાય-૨

અતિ હોંશે અલબેલી આવીઓરે
હાર ગજરા ગુલાબી લાવીઓ રે
ઉરે આરોપું ઉલટ ભેર-અંબામા પાય-૩

હાર્યો હીંમતે ચઢવાં ગઢ ગબ્બર રે
નામ સમરતાં થઇ ગયો જબ્બર રે
આવ્યો ઉમંગે ફરીને ફેર રે-અંબામા પાય-૪

માજી ગબ્બરમાં તમે ઘર કર્યું રે
જોઇ જોઇને મારૂ દીલ ઠર્યું રે
પણ કઠણ મારગ પંથ દુર-અંબામા પાય-૫

ભોળો દેવ કોટેશ્વર નામ છે રે
તેનો બે ગાઉ પર વિશ્રામ છે રે
સુભ સ્થળ સરસ્વતી તીર–અંબામા પાય–૬
ત્યાંથી સરસ્વતી ઉત્પન થાય છે રે
તે કુંડ વીસે સહુ ન્હાય છે રે
ત્યાંથી કુભારીયુ ગઉ થાય–અંબામા પાય–૭
માન સરોવર માજીનું નીરખીયું રે
પ્રેમે સ્નાન પાન કરી પરખાયું રે
નીર નીરમળ ગંગા જળ તુલ્યરે–અંબામા પાય–૮
તારે દરવાજે નોબત ગડગડે રે
તારે પારે દાવા નાળીએર ચઢેરે
માજી ન્યાળો નારણ હરખાય–અંબામા પાય–૯
સોળ શણગાર ત્રીસુળ સાથમાં રે
પગે ઝાંઝર કંકણ હાથમાં રે
સીંહ સ્વારે થયાં જગમાત–અંબામા પાય–૧૦
તારી ચાચરમાં ઘી હોમાય છે રે
ગડપા ગડ રી ભીલાંતી થાયછે રે
જોઇ ગમ્મત મન હરખાય–અંબામા પાય–૧૧
ગ્રાંમ ભોજન ઉલટે થાય છે રે

નરનારી પ્રેમે ગીત ગાયછે રે
ત્યાંતો આનંદે દિન વહીજાય-અંબામા પાય-૧૨
માજી જંગલમાં મંગળ કર્યાં રે
ઘણા પ્રેમી જનોનાં દીલ. હર્યાં રે
આવે હાંસે મળવા જગમાત-અંબામા પાય-૧૩
નારણદાસ દોડયો માજી નીરખવારે
પુર્ણ પ્રેમે જગતંબા પરખવારે
એને આનંદ ઊરનમાયરે-અંબામાપાય-૧૪
માજી બાળપુરૂસોત્તમ તમ તણોરે
એને વિસ્વાસ તમ પર છે ઘણોરે
એબાળની રક્ષાકરજો માતાજી-પાયલાગુ-૧૫

---

## ગરબી ૧૧મી

(સૈયર સુખકર સંસાર સીયળ ભુષણ સજીએ એરાહ)
જયજય અંજની સુતદેવ, હનુમંત મહાબળીઆ
તમ તેજ પ્રતાપની તુલ્ય, જગમાં નવમળીઆ
રામ સભામાં આપ બિરાજો, દાસત્વ રૂપે દયાળરે
સદા રટણ કરો રામનામનુ, પ્રેમે દીન પ્રતિપાળ—
હનુમંત મહાબળીઆ-૧

વિભીક્ષણને લંકારે આપી, સુગ્રીવના સુખકાજ રે
રાજ્યને તારા સોંપ્યાં તેને, અંગદને યુવરાજ-
હનુમંત મહા બળીઆ ૨

બીજાને કોઇને સેવું ને સરપાવ, લઇને પાછા વળીઆ રે
સૈન્ય આણી જેણે લંકા પ્રજાળી, જોગમાયાને મળીઆ -રે
હનુમંત મહા બળીઆ ૩

બાગ બગાડી રાવણ કેરી, અક્ષય માર્યો ઠાર રે
તે હનુમાનને તેલને સીંદુર, કર્મ ગતિ કીરતાર-
હનુમંત મહા બળીઆ ૪

આ અન્યાય જોઇ જાનકીમાતા આજ્ઞા માગી આપ રે
હાર મોતીનો કંઠ હતો તે, આરોપ્યો વાયુ કુમાર-
હનુમંત મહા બળીઆ ૫

વાયુ તનને કોટે આરોપ્યો, માણેક મોતીનો હાર રે
ભાગી તોડીને ચુરારે કરીઆ, દીઠો નહી કાંઇ સાર-
હનુમંત મહા બળીઆ ૬

સીતા માતા પુછવા લાગ્યાં આશું કરીયું કામ રે
વાયુ તન કહે માતાજી માંહી, કયાં છે રામનું નામ-
હનુમંત મહા બળી આ ૭

રામ નામ વીના કાંઇના ઇચ્છું, ન જોઇએ ધન ભંડાર રે
રામ રામ રામ ધુનરે પ્રગટી, જુવો આ દેદાર-
હનુમંત મહા બળીઆ ૮

ધનુષ બાણ કર ગ્રહણ કરીને, રૂદીએ વસ્યા શ્રી રામ રે
ભીડ ભંજન છો રામના પ્યારા, શું વખાણું તુંજ કામ—
હનુમંત મહા બળીઆ ૯
ધન્ય ધન્ય વીરા ભક્તિ તારી, ધન્ય ધન્ય તારો ટેક રે
ચીરંજીવી રહો જગતમાં વાહાલા, ખરો ભક્ત તું એક—
હનુમંત મહા બળીઆ ૧૦
દાસ નારણ નેણ ભરી ભરી નીરખે, શુદ્ધ રદય પ્રેમાળ
અંજની નંદન કષ્ટ નીકંદન, વંદન રૂપ દયાળ—રે
હનુમંત મહા બળીઆ ૧૧

## ગરબી ૧૨ મી

( મને મારીને રથડા ખેડરે, બાળા રાજારે એ રાગ )
જેણે મારી શીખામણ લીધી રે, સાંભળો બ્હેની રે;
તેણે કીર્તી અવીચળ કીધી રે, સાંભળો બ્હેની રે. ૧
જેણે લાજતજીને લોભ કીધો રે, સાંભળો બ્હેની રે;
તેણે વીષનો પ્યાલો પીધો રે, સાંભળો બ્હેની રે.
જેણે સાસુ સંગાતે રાઢ જોડી રે, સાંભળો બ્હેની રે;
તેણે બેસવા તણી ડાળ તોડી રે, સાંભળો બ્હેની રે. ૩
જેણે આળસ અંગમાં આણી રે, સાભળો બ્હેની રે;
તેનું ઘર થયું ધુળ ધાણી રે, સાંભળો બ્હેની રે.
શીયળ વૃતની રીત નવ જાણી રે, સાંભળો બ્હેની રે;

તેતો વાટે ઘાટે વગોવાંણી રે, સાંભળો બેની રે.
કુળ છીદ્રની વાત ઉખેડી રે, સાંભળો બેની રે;
તેને જાણો કુંભારની ગધેડી રે, સાંભળો બેની રે.
છુટે મોઢે બોલે વાત ભુંડી રે, સાંભળો બેની રે;
તેતો લશ્કર માંહલી લુંડી રે, સાંભળો બ્હેની રે.
જેણે મધુરાં વેણ મુંખે વાહ્યાં રે, સાંભળો બ્હેની રે;
તેણે કીર્તીનાં આયુદ્ધ સાહ્યાં રે, સાંભળો બ્હેની રે.
જેણે વિવેક વિનય સાધ્યો રે. સાંભળો બેની રે;
તેણે હાથે અમુલ્ય હીરો બાંધ્યો રે, સાંભળો બેની રે.
જેણે કામ વિચારથી કીધું રે, સાંભળો બેની રે;
તેનું પરીણામ આવશે સીધું રે, સાંભળો બેની રે.
જેણે સદગુણ સણગાર સજ્યો રે, સાંભળો બેની રે;
તેનો પુરે પુરો વેશ બન્યો રે, સાંભળો બેની રે.
નારણદાસની સીખામણ સારી રે, સાંભળો બેની રે;
કહું તાળી પાડી પોકારી રે, સાંભળો બેની રે

## ગરબ ૧૩ મી

( મહાદેવજીની તપશ્યા ભંગ કરવાની કોશેશમાં. )

કૈલાસે શંકર જમવા બેઠા, પારવતી વા ઢાળે જીરે;
સામાં બેસી સતી પુછવા લાગ્યાં, ચીતચઢ્યું ચગડોળે જીરે.
સ્વામી શીનાળે તપ કેમ સાધશો,-કૈલાસી

અમે લઇશું જળના પોટલીઆ,-ઉમીયાજી.
પ્રભુ શીયાળે તપ કેમ સાધશો,-કેલાસી
અમે લઈશું ઉનના ડગલા રે,-ઉમીયાજી.
પ્રભુ ચુમાસે તપ કેમ સાધશો-કેલાસી.
અમે લઇસું મેણીઆ ડેરા રે-ઉમીયા
મહાદેવજી તો તપશ્યા ચાલ્યા પારવતી એકીલાંજી રે.
ઘેર નારદ પરૂણા આવ્યા રે, હરી સમરો.
માજી તમારા સ્વામી સીદ ગયા, હરી સમરો.
રૂષી અમારા સ્વામી તપશ્યા ગયા, હરી સમરો.
માજી તમેતે લ્યો ભીલીનો વેશ, હરી સમરો.
ભગવું લુગડું ગાંઠે પેહેર્યું, માથે સરાડીયું સુપડું જીરે.
ચાલ્યાં ચાલ્યાં વનમાં ગયાં, જઇ તપસી બોલાવ્યા જીરે.
તપસી તપસી તારી મોજડી લેને, મોજડી રજે ભરાશે જીરે.
આંખ્યો ઉઘાડી શીવ પુછવા લાગ્યા, કોણ પુરૂષ ઘરનારોજી રે.
અધીરા થઇ શીવ પુછવા લાગ્યા, પરણી કે કુંવારી જીરે.
ભીલ ઘેર રહેતી ને ભીલને જોતી, વળે વાળે મોતી પરોવતીજી.
મારો ભીલ વીખુટો પડયો, જંગલમા ફરતી જોતી જી.
મારો ભીલ તો બાળે ભોળો જંગલનો રહેવાસી જી.
સાંજ પડે ભીલ ઘેર પધારે, થેઇ થેઇ કરીને નાચે જી.
ત્રીકાળ જ્ઞાની ત્રીયામાં લપટયા, તપનું ભાન સહુ ભુલ્યા જીરે.
એક હાથ શીવે મસ્તક મુંકયો, બીજો મુંકયો કેડે જી.

થેઈ થેઈ કરીને નાચવા લાગ્યા, ભીલડીના પ્રેમે લોભાણા જી.
પ્રેમ લાગ્યો ભીલી ઘેર પધારો, તમને કરૂં પટરાણી જી.
તમારે મહાદેવજી ગંગા પારવતી, ભીલડીને શું કરશો જીરે.
પારવતીને મહીઅર વળાવું, ગંગા મેહેલું વેહેતાં જીરે
નારણના સ્વામી પ્રભુ અંતરયામી. તપમાં આણી ખામી જીરે.
વીષ ધા... ...ડાવ્યાં, બાઈ પારવતી રાણી જીરે.

## ગરબી ૧૪ મી.

(ફરતી ...ના ફોજરે મલાર રાવ. એ રાગ. )

સાચી ... જગે સત્યતારે
મુંખથી મુંકી કેમ જાયરે સાહેલી–સાચી ૧
સત્ય સીરોમણી સર્વમાં રે
અસત્ય પાપનું મુળ રે સાહેલી–સાચી ૨
પુણ્ સોભા જગે પામસો રે
મેળવશો કીર્તિ વિશેશ રે સાહેલી–સાચી ૩
હરીશ્ચંદ્રે સત્યને સાચવ્યું રે
વેચાયા નીચને ઘેર રે સાહેલી–સાચી ૪
રોહીદાસ પુત્ર સુલક્ષણો રે
ત્રીયા તારામતી નામ રે સાહેલી–સાચી ૫
સત્યને કારણે તેને વેચીઆં રે
વેચી ત્રીયા બ્રંમ ઘેર રે સાહેલી–સાચી ૬

રોહીદાસ પુત્ર જે લાડકો રે
વેચ્યો માળી તણે ઘેર રે સાહેલી-સાચી ૭
પાંડવો સત્યને કારણે રે
બાર વર્ષ રહ્યા વનમાંય રે સાહેલી સાચી ૮
કુંન્તા વચન સત્ય રાખવા રે
પતિ પંચાળીને પાંચ રે સાહેલી-સાચો ૯
સત્ય કારણે સતિ દ્રૌપતી રે
દાસી વૈરાટ ઘેર થઇ રે સાહેલી-સાચી ૧૦
કરવા વચન સત્ય બાપનું રે
રામ ગયા વનવાસ રે સાહેલી-સાચી ૧૧
આ લોકે જશ કીર્તિ જામસે રે
પરલોકે સ્વર્ગ નિવાસ રે સાહેલી-સાચી ૧૨
નારણ સ્વામીએ સત્ય કારણે રે
હાંકયો પારથ કેરો રથ રે સાહેલી-સાચી ૧૩

## ગરબો ૧૫ મો.

ઢોંગી મહાત્માઓના ઢોંગમાં તેમના વેષના ફંદામાં લપટાઇ કુપાત્રે દાન અને ધન માલની ખુવારી કરનાર બાળાઓને સીખામણ.

( અવતાર લીધો અવની ઉપર એ રાગ. )

જન્મીને જગમાં ઠગાઓ છો ઠગમાં, આ શું ધર્મના ચાળા રે.
એ ઢોંગના ચાળા મુકીદો બાળા, એ શું મોક્ષ દેનારા રે-
જન્મીને જગમાં-૧

માત પિતા પતિ પ્રેમ મેળવવો, સિયળ વૃત આચરવું રે.
સદગુરૂ શણગાર સજી લે સજની, નાવ એ ભવ તરવાનું રે.
જન્મીને જગમાં-૨
પતિવૃતા કહેવા પતિની સેવા, આદરવા મનથી ઉછાળા રે.
પ્રભુની ભક્તિએ મોક્ષની જુક્તિ, મનથી મેળવજો બાળા રે.જ-૩
ધર્મ ઢોંગી ધુતારા ના સેવો, એ સહુ જગ ઠગનારા રે.
અલમસ્ત જોગી મલીદાના ભોગી, એશું કાજ કરનારા રે.જ-૪
લાંબાંરે ટીલાં મોટીરે માળા, એ ઠગવાના ચાળા રે.
રાખોડી વાળા કૃત્યોના કાળા, જોજો ઠગાતાં બાળા રે. જ-૫
નાગોરે જોગી કુકર્મનો ભોગી, રોગી શું દુઃખ હરનારો રે.
તૃષ્ણા ન ત્યાગી થયો વેરાગી, પ્રભુ પદશું દેનારો રે. જ-૬
વંદકે સુરા જાદુમાં પુરા, જંતર મંતર વાળા રે,
સીદ્ધગી બહુ માનુની ફસાયાં, જુવો વિચારી બાળા રે.જ-૭
જોગી રૂપે સતિ વૃંદાને છળીઆં, સતિ સીતા હેતાં સીધું રે.
જોગી રૂપે સુભદ્રા સતિનુ, હરણ અર્જુને કીધું રે. જ-૮
એવારે ટાળા જોશો કંઇ બાળા, પારાસરના ચાળા રે.
ગંગા મધ્યે મછગંધાને મોહ્યા. ફંદે ફસાવી બાળા રે. જ-૯
ઢોંગીનો કેડો એ નિતિનો છેડો, બેડો ડુબાવશો ભવનો રે.
દાન કુપાત્રે કરશોન્મે મનથી, પ્રેમ ઘટાડશો સવનો રે.જ-૧૦
સંસારે રહેવું પ્રભુને કહેવું, મોક્ષદે દીન દયાળા રે.
દાસનારણની સીખએ સારી, ગ્રહણ કરો તમે બાળા રે.જ-૧૧

## ગરબી ૧૬ મી.

વાહાલા લાગ્યા વ્રજરાજ મારી સજની ( ૨ ) વાર
મથુરાંમાં પ્રભુ જન્મ ધરીને, આવ્યા ગોકુળીઆની માંહ્ય,
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૧
પેસી પાતાળ કાળીનાગ નાથ્યો, સાર્યું કાળંદ્રીનું કાજ,
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૨
ગાયો ચારંતા ગોવર્ધન તોળ્યો, રોળ્યો કંસ રણમાંય,
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૩
પાંડવ પુત્રોની રક્ષાને કાજે, દાસત્વ કીધું ત્યાગ.
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ ૪
સબરી રે બાઇના પ્રેમે લોભાણા, જુઠાં આરોગ્યાં બોર.
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૫
મોસાળું કીધું તમે કુંવર બાઇનું, સાર્યું નરસૈંઆનું કાજ
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૬
બોડાણા ભક્તના પ્રેમે કરીને, ઠાકોર આવ્યા ડાકોર.
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૭
પીળું પીતામ્બર જરકસી જામો, વાંકો મોળીડાનો ઠાઠ.
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ.—૮
નારણના સ્વામી પ્રભુ અંતર્યામી, પુરો મારા રૂદીયામાં વાસ
મારી સજની— વાહાલા લાગ્યા વૃજરાજ—૯

ભક્તાધીન થઈને બન્યા, પારથ સારથી સ્વામ;
વિદુર ભાજી ભાવથી જમીયા પુરણ કામ.
દેવકીનંદન દેજો દરસન દીન દુઃખ ભાગવા રે.
નારણદાસના સ્વામી વહાલા ગોકુળનાથ.
મનથી મોહનને મેળવજો મુક્તિ માગવા રે—૫

## ગરબો ૧૮ મો.

( કોડીમાંથી કોદરા કાઢ બેસી એ રાગ. )

સાંભળને વીઠલા વાત મારી, આ વાતો કરી કાઢીશ રાત તમારી;
અલ્યા બાળકૃષ્ણ તું બ્રહ્મચારી, રસ્તે કેમ શીદ મહીઆરી.
અલ્યા નંદજશોદાનો તું બેટો, મારાથી રહીશમાં તું છેટો;
અલ્યા મોરલીમાં મોહન મન મોહ્યું, તારી વાદે થઈ મેં માન ખોયું.
મને તારીતે લગની લાગી છે, મારા ભવની ભાવટ ભાગી છે;
અલ્યા ઘેલાં કીધાં તેં વ્રજવાસી મુકી હવે ક્યાં જાય નાસી.
છોડું ન છબીલા છાલ તારો, તું પર અતીસે પ્રેમ મારો;
દાસ નારણના નટવર છો નાના, આવો મળવા મુજને છાના.
તારા પ્રેમની પીછોડી ઓઢી છે. પ્રેમ ભાવે કવિતા જોડી છે;
મને વહાલા લાગોછો વ્રજવાસી, હવે જશો પ્રભુ ક્યાં નાસી.
નારણદાસને નેડો લાગ્યો છે, તુજ પ્રેમ હૃદયમાં જાગ્યો છે.

